# હુન્નર બૂક

પ્રસિદ્ધ કરનાર,

એસ. કે. પોરવાલા.

ઠે. ટોપીવાલાની પોળ

અમદાવાદ.

આવૃત્તિ પહેલી. નકલ ૧૦૦૦.

આ પુસ્તક અમદાવાદ પાચપટીમાં આવેલા

ધી વિજયનીયા પ્રીન્ટીંગ વર્કસમાં

નીઝામુદ્દીન કુરેશીએ છાપ્યું.

કીંમત રૂ. ૧—૦—૦.

# હુન્નર બૂક.

પ્રસિદ્ધ કરનાર,

એસ. કે. પોસ્ટવાલા.

ઠે. ટોપીવાલાની પોળ

અમદાવાદ.

આવૃતિ પહેલી. નકલ ૧૦૦૦.

કીમ્મત રૂ. ૧—૦—૦.

ધી નિઝામીયા પ્રીન્ટીંગ વર્કસ, પાચપટી—અમદાવાદ.

# હુન્નર બૂક.

## જરમન સીલવર બનાવવાની રીત.

તાંબો ૫ તોલા, જસત ૧ તોલો, નીકલ સીલવર ર તોલા, નીકલ અને તાંબાને સારી પેઠે ગળા થવું અને પછી તેમાં જસત મેળવી દેવું અને તેના ઉપર થોડો સોહાગો નાંખવો. જ્યારે બધી ચીજો સારી પેઠે એક રસ થઇ જાય તો તેને ઉતારી લેવું આ પ્રમાણે જરમન સીલવરની ધાતુ તૈયાર થશે એનાથી દરેક પ્રકારના વાસણ તમો બનાવી શકશો.

## છતરીનો વારનીસ બનાવવાની રીત.

૧૦ તોલા તારપીનનાં તેલમાં, ૫ તોલા સથારજની ભુસી નાંખવી અને ૧૦ તોલા અલસીના તેલમાં પકાવવું પકાવ્યા પછી અને ધુપમાં રાખીને સુકવવું તે પછી છત્રીના વારનીસનાં કામમાં લેવું.

## વાળોને લગાડવાનો સુગંધીદાર તેલ બનાવવાની રીત.

ઓઇલ ઓફ બરગીમાટ ચારઆના ભાર લીંબુંનું તેલ બે આની ભાર બેઉ ચીજોને ઝેતુનના તેલમાં મેળવવાથી ઘણોજ ખુસ્બ-બોદાર તેલ તૈયાર થાય છે.

## કાપુરનો ગલાસ બનાવવાની રીત.

કાપુરને નારીયલના તેલમાં વાટીને એક કઢાઇમાં નાંખવું અને તેની નીચે આંચ કરવી અને તે કાપુરનાં ઉપર એક માટીનો ગલાસ ઉંધો રાખવો બધો કાપુર થોડીવારમાં તે માટીના ગલાસમાં ચોંટી જશે. પછી તે ગલાસને પાણીમાં થોડા કલાક રાખવાથી કાપુરનો ગલાસ નીકળી આવશે.

## દાંતોને માટે લાલ મીસ્સી બનાવવાની રીત.

કાથો મજીઠ સોપારીની ભુકી પોસ્ત–હલીલા–ઝરદ, આકલગરો રૂમી મસતગી બધી ચીજો બરોબર વજનમા લઇને વાટવી મીસ્સી ઘણીજ ફેનસી તૈયાર થશે.

## મોમનાં ઝાડ ફુલ ફળ બનાવવાની રીત.

કઠણ મોમને ગરમ કરીને થોડા રંગ મેળવીને, સાંચાઓમાં

નાંખીને ફુલ ઝાડ વીગેરે બનાવે છે પરંતુ તે પહેલાં સાંચાને પાણી-માં પલાળવું જોઇએ એનું કારણ એ છે કે મોમ સાંચામાં ચોંટી ન રહે જ્યારે સાંચામાંથી મોમના ફુલ વીગેરે કાઢે ત્યારે પાણીમાં રાખવાં.

## પાણીમાં આગ ઉતપન કરવાની રીત.

કપુરના એક કકડાને સળગાવીને પાણીમાં નાંખવું જેથી પાણીના અંદર આગનો દેખાવ દેખાશે.

## ફુલોના રંગને બદલવાની રીત.

ચુનાના પાણીમાં નવસાગર મેળવીને ફુલોપર લગાડવું કે જેથી ફુલોનાં રંગ તરતજ બદલાઇ જશે.

## જાદુની લેખણ બનાવવાની રીત.

મરેઠી સાબુને કાપીને લેખણ જેવું બનાવીને કાગળપર લખવું અક્ષર કાગળપર દેખાશે નહી જ્યારે કાગળને પાણીમાં પલાડશો તો લખેલા અક્ષર તરતજ વાંચવામાં આવશે.

## ઘરમાં ઉંદરડા ન રહે તેનો ઉપાય.

એક ઉંદરડાને ઝાલીને તેને નીલા રંગના પાણીમાં નાંખ

કે જેથી તે ઉંદરડાનો રંગ નીળો થઇ જાય તે જોઇને બધાં ઉંદરડાં ઘરમાંથી નાશી જશે.

## એક મીનીટમાં સોડાવાટર તૈયાર કરવાની રીત.

બાઇકારબોનીટ સોડા ૪૫ ગીરેન એસીડ ટારટીરક ૨૦ ગીરેન બેઉ ચીજોને પાણીમાં જુદી જુદી પલાળીને બેઉ પાણીને મેળવવાથી સોડાવાટર થશે.

## માથામાં ગંજ હોય તે જગ્યાએ વાળ કાઢવાની રીત.

જે ઠેકાણે વાળો ન ઉગતા હોય તે ઠેકાણે માટીનો તેલ હમેશાં લગાડવાથી વાળ ઉગી નીકળશે.

## બીન ઇજાએ બાળકના દાંત ઉગાડવાની રીત.

જસત અને તાંબાનાં માંદળીઆ બનાવીને બાળકનાં ગળામાં લટકાવવાથી દાંત વગર તકલીફે નીકલી આવશે.

## ખરાબ હાથી દાંતને સાફ કરવાની રીત.

દારૂ બરાંડી મા ભુગડુ પલાળીને હાથી દાંત પર મસળવું. જેથી હાથી દાંત સાફ થઇ જશે.

## વાળ જીંદગો સુધી ઉગે નહીં તેની રીત.

અડધો તાલો ઇસપગોલ લઇને સીરકાના પાણીમાં નાંખીને મેળવવું તે પછી તેના અંદર દરીયાનો ફીણ મેળવવું જે જગ્યાએ લગાડશો-તે જગ્યાએ વાળ કદીપણ ઉગશે નહી.

## અંગરેજી ખરાબ સ્ટીલને સારી બનાવવાની રીત.

દીવાની ઉપર સ્ટીલને પસે કન્ડ રાખીને પાણીમાં નાખી દેવી જેથી સ્ટીલ સારી થઇ જશે.

## જાદુઇ સાપ બનાવવાની રીત.

કપુર [illegible] નાખો બેઉને જુદાજુદા વાટવા પછી [illegible] અંદર નાખીને તેની અંદર [illegible] રતી શબે યમાની મેળવીને તેની બતીઓ બનાવીને બતીમાથી

કકડો કાપી ઇંધને દીવાસલીથી સળગાવું જેથી સાંપ જેવો આકાર જોવામાં આવશે.

## અંગુઠીને પોતાની મેળે નચાવવાની રીત.

એક અંગુઠી ખોખલી બનાવવી અને તેના અંદર એક ઝીણો કાણો કરીને તેનાં અંદર પારો ભરવો પછી કાણાના મોઢાને બંદ કરીને આગ ઉપર અંગુઠીને જરા ગરમ કરશો તો અંગુઠી નાંચવા લાગશે.

## મોતીને ચમકદાર બનાવવાની રીત.

જો કદાચ સાચો મોતી ઝંખવાળો પડી ગયો હોય તો એક થેલીમાં ઇસબગોલ સાફ કરીને ભરવા અને મોતીને તે થેલીમાં નાખીને મસલવું જેથી મોતીની ચમક સારી પેઠે નીકળી આવશે.

## કમ્મરના દુખારાની રીત.

જે માણસ ખાઇને તરતજ મુતરવાની આદત પાડશે તો તેની કમ્મરમાં કોઇ વખત દરદ અથવા કોઇપણ પ્રકારની વેદના થશે નહી

## ગુલાબનાં પુલને સફેદ કરવાની રીત.

પુલને ગંધકનો ધુમાડો આપવાથી પુલ સફેદ થાય છે.

## પાણીને જમાવવાની રીત.

પાણીને ગરમ કરીને એક ઘડામાં નાખવું તે પછી તેના અંદર નવસાગર નમક શોરો નાંખવો જેથી પાણી જમી જશે.

## હાથીદાંતના રમકડાને કાળા બનાવવાની રીત.

બાંસના કકડા અને હીરાકસીને પાણીમાં ઉકાળીને હાથીદાંતના રમકડા તેના અંદર પલાળવાથી કાળા થઇ જશે.

## બીજી રીત.

જેહરકચોલાને પાણીમાં વાટીને જે ઠેકાણે લગાડશો તે ઠેકાણે વાળ ઉગશે નહી.

## વાળ ઉડાડવાનો અરક.

બારીયમ સલફાઇડ એક ઓંસ લેવું અને પાંચ ઓંસ ગરમ ઉકળતા પાણીમાં નાખીને ચાર પાંચ વખત હલાવવું તે પછી તે પાણીને એક બાટલીમાં ભરી મેવું જે જગ્યાએ તે પાણીને લગાડશો જગ્યાના વાળ પાંચ મીનીટમાં ખરી પડશે આ પાણીથી હજારો રૂપીઆ લોકો પેદા કરે છે.

## વાળ ઉડાવવાનો પાવડર.

કલઇચુનો બે તોલા હડતાલ ઉંચી ૧ તોલો સંગે જરાહત એક તોલો કપુર ડોઢઆની ભારે બધી ચીજોને વાટીને કપડ છાણુ કરીને એક બાટલીમાં ભરી મુકવું જયારે વાળ કાઢવા હોય ત્યારે થોડી ભુકી લેઇ પાણીમાં પલાળીને જે ઠેકાણે લગાડશો તે ઠેકાણેના વાળ પાંચ મીનીટમાં વગર અસ્તરે ખરી પડશે.

## વાળ ઉડાવવાનો સાબુ

બીરીયમ સલ ફાઇડ ૨ તોલા નીશાશતો બે તોલા નારીયનને તેલ ત્રણ તોલા બધી ચીજોને કાસ્ટીક સોડામાં મેળવીને થોડું પાણી નાંખીને નાની નાની ટીકડીઓ બનાવી રાખો જયારે વાળ કઢવા હોય ત્યારે એક ટીકડી લઇને પાણીમાં પલાળીને વાળોપર લગાડવી તરતજ વાળ ખરી જશે.

## વાળ. ઉડાવવાનો વીલાયતી સાબુ

બીરીયમ સલફાઇડ બે તોલા નીશાશ તો. ત્રણ તોલા કપુર ચારઆની ભાર અને વીલાયતી સાબુ એક તોલો બધી ચીજોને પાણીની અંદર વાટીને સાબુના આકારમાં બનાવી લો જે જગ્યાએ લગાડશો તે જગ્યાના વાળ તરતજ ઉડી જશે.

# વાળ ઉગાડવાની રીત

લોબાનની ખાકને જેતુનનાં તેલમાં મેળવીને લગાડવાથી વાળ નીકળી આવશે.

# વાળોને મોટા કરવાની રીત.

નારીયલના તેલમાં બરગીમાટ ઓઇલ મેળવીને બે મહીના સુધી લગાડશો તો વાળ ઘણાજ વધી જશે.

# વાળ કાળા કરવાનો અરક.

બે તોલા હીનાના પાંદડાંને એક સેર ગુલાબના અરકમાં ઉકાળવાં તે પછી કપડછાણ કરીને એક બાટલીમાં બધો અરક ભરી લેવો પછી તેનાં અંદર બે ઓંસ લેકર પેર ગીલીક એસીડ એક ડ્રામ લેકર ઓફ પોટાસ બે ડ્રામ નાંખવું લગાડવાની રીત પ્રથમ સાબુથી વાળોને ધોઇ નાંખવા પછી શીશીમાથી થોડો અરક લેઇ બરશથી વાળોની જડો સુધી લગાડવું વાળ તરતજ કાળા થઇ જશે.

# બીજી રીત.

પાણીમાં ઓળવામલો ચુનો તોલા વીસ મુરદારસીંગ તોલા પાંચ ચાક પાંચ તોલા સફેદો અઢાઇ તોલો બધી ચીજોને ગરમ પાણીમાં

-ાંખાને લહાં ી માફક બનાવવું તે પછી રાત્રે કાંગશી વતી વાળોમાં લગાડીને રૂમાલ બાંધીને સુઇ જવું સવારે બધા વાળ કાળા થઈ જશે તેલ લગાડવાથી વાળો ચમકદાર થઈ જશે.

## શાહીના અક્ષર ઉડાવવાની રીત.

સોડા બા 'કારબ બોરીકસ અને એમોનીઆ ક્લુરાઇડ સરખા વજને લેવાં અક્ષરો ઉપર લગાડવાથી અક્ષર ઉડી જશે.

## કારેલાંની કડવાશ દુર કરવાની રીત.

કારેલાંને છોલીને તેના ઉપર નમક છાંટવું અને થોડીવાર ધુપમાં રાખીને સારી પેઠે તેને નચોડી નાંખીને રાંધતાં કારેલાંમાં કડવાશ રહેશે નહી.

## પીતલ બનાવવાની રીત.

તાંબો પાંચ તોલા જસત અઢી તોલા બેઉને ગળાવવાથી પીતલ થઇ જશે.

## અસલી હીરાની પરખ

હીરાને થોડીવાર ધુપમાં રાખ્યા પછી સાફ રૂમમાં લપેટીને

અંધારામાં લઇ જવું જો હીરામાંથી સુરજનાં કરણો જેવી ચમક ઉતપન્ન થાય તો જાણવું કે અસલી હીરો છે.

## કાંસો બનાવવાની રીત

છો તોલા તાંબો અને બે તોલા કલાઇથી સારો કાંસો થશે.

## ફુલ ધાતુની રીત

તાંબો તોલા દસ કલાઇ તોલા ત્રણ ખટાઇમાં નાંખીને ગળાવવાથી ફુલધાતુ તઇયાર થાય છે.

## કાટ ચઢેલા લોઢાંને સાફ કરવાની રીત

પ્રથમ મીઠા તેલથી રગડવું તે પછી તેલ લગાડીને રહેવા દેવુ થોડા કલાક-ચુનો ઝીણો પીસેલો લઇને લોઢાના ઉપર મસળવાથી એકદમ કાટ ખાધેલું લોઢું સાફ થઇ જશે.

## લીમડાનું તેલ

લીંબડાની લેંબોડીઓનો ગીરબો કાઢીને કચડી નાંખવો અને તેનાં ઉપર ચાળણી ઢાંકવી અને તેના ઉપર તવો રાખી ઉપર આગ સળગાવાથી નીચે તેલ નીકળી આવશે આ તેલ ગડ-ગુમડ જખમ ઘણીજ જલદી ફાયદો કરે છે.

## લાકડીપર ચમકાટ લાવવાની રીત

અલસીનો તેલ લાકડીપર લગાડી ખાંદીના લુગડાથી મસળવું જેથી લાકડીપર ચમક ઘણીજ સરસ આવશે.

## ચીમનીપર ફુલ કાઢવાની રીત

ફ્લારક એસીડથી ચીમની ઉપર ફુલ કાઢીને જરા આગની આંચ બતાવવાથી ફુલ સાફ નજર આવશે.

## માંખીઓને ઘરમાંથી કાઢવાની તરકીબ

ચોમાસામાં માંખીઓ ઘણીજ થઇ જાય છે જેથી ઘણી હેરાનગતી થાય છે. જો તમો અકલગરો ગંધક, અને નરગીસનાં ઝાડની જડો પાણીમાં પીસીને ભીંતો ઉપર છાંટવાથી માંખીઓ ઘરમાં રહેતી નથી.

## લીંબુનો અથાણો

દરેક લીંબુના ચાર ચાર કડકા કરી એક વાસણમાં નાખીને તેના ઉપર નમક વાટીને છાંટવું. (સેર લીંબુ હોય તો પાસેર નમક લેવું) જ્યારે લીંબુની છાળ ગળી જાય ત્યારે તેના ઉપર તેલ નાંખવું અથાણું બગડશે નહી.

## કાગદી સલેટ બનાવવાની રીત

પતરાના ઉપર સીલેટના કકડાને વાટીને ઝીણો ભુકો કરવો અને તે ભુકાને વારનીસમાં મેળવી પતરાંપર ચઢાવી દેવું તેના સીસપેનથી અથવા દુધાપેનથી લખશો તો અક્ષર સફેદ ઉઠશે.

## સેલડીનો ગોળ બનાવવાની રીત

સેલડીના રસને કડાઇમા નાંખીને ઉકાળે છે અને તેનો મેલ સાફ કરે છે જ્યારે રસ જાડો થઇ જાય છે ત્યારે તેને એક બાટલામાં ભરી દે છે જ્યારે રસ ઠંડો થઇ જમી જાય છે તો ગોડ ઉંચો તઇયાર થાય છે.

## બવાસીરની અંગુઠી

તાંબો ચાંદી અને જસતનાં તારોની અંગુઠી બનાવીને ડાબા પગની આંગળીમાં પેહરવાથી બવાસીરની બીમારી સારી થઇ જાય છે.

## ગ્યાસની પેઠે લેમ્પનો અજવાળો

એક તોલો કપુર બારઆનાભાર અજબાણુનો સત બેઉને સારી પેઠ વાટવાથી તેલ થઇ જશે આ તેલના જેટલો દારૂ લઇને બીજી વખત વાટવું તે પછી લાંપની બતીઓ ઉપરનાં તેલમાં પલાડીને સુ-

ફુંકી દેવી જયારે સુકાઇ જાય ત્યારે એક બતી લેઇ લાંપમાં સળગાવવી ગયાસની પેઠે અજવાળું થશે.

## લોઢાથી કાંચને કાપવું

કોયલાને ઝીણા વાંટીને પાણીમાં નાંખવા તે પછી લોઢાને સારી પેઠે ગરમ કરીને કોયલાવાળા પાણીમાં બુઝાવવું વારંવાર બુઝાવશો તો લોઢું સખત થઇ જશે અને તે કાચને સફાઇથી કાપશે.

## જે બાટલીનો ડટો ન ઉઘડતો હોય તેને ઉઘાડવાની રીત

ગરમ પાણીમાં લુગડાને પલાડીને બાટલીના મોંઢા ઉપર લપેટી દેવુ થોડીવાર પછી તેનો દાટ પોતાની મેળે નીકળી આવશે.

## બાટલીમાં વીજળીના જેવું અજવાળું થાય તેની રીત.

ધોળા રંગની એક બાટલીમાં ટરેનટાઇટસઓઇલ નાખવું અને તેનાં અંદર ફાસ—ફરસનુા કકડા નાંખવાથી વીજળીની લાઇટ થશે.

## ખટમીઠ સાકરની ગોળીઓ.

સફેદ ખાંડની ચાશનીમાં લીંબુનો રસ નાખીને ચાશની સખત કરવી જ્યારે ચાશની ટાઢી થઇ જમી જાય ત્યારે ગોળીઓ બનાવી લેવી ગરમીમાં આ ગોળીઓનો શરબત ઘણોજ ફાયદાકારક થઇ પડશે.

## કાચના બીલોરી શીશા બનાવવાની રીત

રેત ૫૫ તોલા સોડા ૨૦ તોલા શોરો ૧૦ તોલા બધી ચીજોને જુદી જુદી પીસીને ભઠીમાં નાંખીને સખત તાવપર લાવી ઉતારી લેવું બીલ્લોરી કાચ થઇ જશે.

## ચીમનીઓને માટે પાતળો કાચ બનાવવાની રીત

સફેદ રેત ૫૦ તોલા સજી ૩૦ તોલા શોરા કલમી ૭ તોલા સોહાગા બે તોલા બધી ચીજોને ગળાવશો તો ચીમનીઓનો કાચ તઇયાર થશે.

## દોરડાથી બાટલી કાપવી

કાચા સુતનો ત્રણ તારી દોરો લેઇને માટીના તેલમાં પલાળી લેવું પછી બાટલીની આજુબાજુ આ દોરડો વીંટીને દીવાસલીથી

સળગાવી દેવું જ્યારે દોરડો બળી જાય ત્યારે બાટલીપર પાણી નાંખવાથી તરતજ બાટલી કપાઇ જશે. પરંતુ બાટલીનો કાચ પાતળો હોવો જોઇએ.

## કાચને રાતો કરવાની તરકીબ

એક સેર શીશાને આગપર ગળાવવું અને તેના અંદર ગંધકનો તેજાબ થોડા થોડો નાખવો અને શોરાનો તેજાબ પણ થોડો થોડો નાખવો જ્યારે તેનો રંગ રાતો થઇ જાય ત્યારે તેને ઉતારી લેવો એક સેર કાચમાં ૧૦ તોલા નાંખવાથી કાચ રાતો થઇ જશે.

## આઇનાપર ફુલ કાઢવાં

બીરીયમસલફાઇડ ત્રણ ઓંસ એમોનીયમ ૧ ઓંસ બેઉ ચીજોમાં થોડો ગંધકનો તેજાબ નાંખી પાતળું કરી લો પછી ઉંટના વાળોની પીંછીની કલમ બનાવી આઇનાપર ફુલ કાઢશો તો સાફ નીકળશે.

## કાચપરથી ધબા કાઢવાની રીત

કાચપર દાગ અથવા ધબા પડી ગયાં હોય તો સ્પીરીટ ઓફ વાઇનમાં બારીક લુગડાને પલાડીને ધબાપર ફેરવવાથી કાચ સાફ થઇ જશે.

## ઉંચા અતરની ઓળખાણ

પ્રથમ અતતરનું એક ટીપું કાગળપર નાંખી કાગળને બાળી દેવું જયારે કાગળ બળી જાય ત્યારે તેને સુંઘવું જો તેમાં સુગંધી રહે તો ઉંચો અતર સમજવું નહીં તો તેલ સમજવું.

## ગુલાબનો અત્તર બનાવવો

એક બાટલીમાં સંદલનું તેલ ભરી તેમાં ગુલાબનાં ફુલ નાંખીને તે બાટલીને ધુપમાં રાખવી જયારે ગુલાબનાં ફુલોનો રંગ બદલાઇ જાય ત્યારે તે ફુલોને કાઢી બીજાં ફુલો નાંખવાં એવી રીતે ચાર પાંચ વાર ફેરબદલ કરવાથી ગુલાબનો અતર તઇયાર થશે.

## જાફરાનનો તેલ

જાફરાનને એક વાસણમાં નાંખીને પતાલ જંતરથી તેલ કાઢવું ઘણુંજ સરસ ખુશબોદાર તેલ નીકળશે.

## તજનો તેલ

આ તેલ માણસના શરીરને મજબુત બનાવે છે તેમ કોલેરા હેઝી વીગેરેને માટે અકસીર છે.

# નીલોફરનો તેલ

માથાના દરદને સાફ કરે છે. નીંદ પણ આરામથી આવે છે વાળોને કાળા કરે છે. નીલોફરના ફુલોને પાણીમાં પકાવીને તેલ કાઢવું.

# સાબુમાં સુગંધી લાવવી

આ પુસ્તકમાં અમોએ સાબુ બનાવવાની રીતો લખેલી છે જયારે સાબુનો ધાણુ બનાવીએ ત્યારે ગરમ ધાણુમાં કદીપણ કોઇ પણ પ્રકારની સુગંધી નાંખવી નહી જયારે ધાણુ તઇયાર થાય ત્યારે તેને ટાઢો કરી દેવો તે પછી તમો ગુલાબ ચંબેલી વીગેરે જે ફુલોનો તેલ તેમાં નાંખશો તેજ ખુશબો સાબુમાંથી આવશે.

# સાદનો ઇલાજ.

જે માણુસનો સાદ તદન બેસી ગયો હોય તો દુંબાનો દુધમાં (ઘેટાનો દુધ) થોડું ઘી મેળવીને ગરમ કરી કોગળો કરે તરતજ સાદ ઉઘડી જશે.

## ટાઢનો ઇલાજ.

જે માણુસ વાઘની ચરબીને પોતાના શરીરપર લગાડે તો તેને ટાઢ એટલે ઠંઢ લાગશે નહી.

## વાઘના દાંતનો ચમત્કારી ફાયદો.

જે કોઇ બાળક નીદ્રામાં અથવા જાગનામાં ચમકીને ડરતો હોય તેના ગળામાં વાઘનો દાંત બાંધવાથી બાળક કદીપણ ડરશે નહી.

## તંબાકુની ગોળીઓ બનાવવાની રીત.

તંબાકુની ઘોઇને પ્રથમ સાફ કરીને વાટી નાંખવી પછી તેમાં જાફરાન અને થોડો કાથો મેળવીને તેમાં થોડું ગુલાબનું અત્તર મેળવીને ગોળીઓ બનાવવી પાનમાં ઘણીજ લજ્જત આવશે.

## દરવાજા રંગવાનો વારનીસ.

૨ તોલા લાખ અડધો તોલો ચરબી બેઉને આગપર ગરમ કરીને તેમાં ૨ તોલા ગેરૂ નાંખવું અને ત્રણ તોલા તારપીન તેલ નાંખવાથી વારનીસ તઇયાર થશે.

## ગુલાબનું તેલ બનાવવું.

એક બાટલીમાં ગુલાબનાં ફુલ ભરી દેવાં અને પછી તેમાં મીઠું તેલ ભરી દેવું અને તે બાટલીને ધુપમાં મુકવી જયારે ગુલાબના ફુલ ઝરદ થઇ જાય તો તેલને છાણી લેવું ઘણુંજ સારૂં ગુલાબનું તેલ તઇયાર થશે.

## કીમતી સુરમો.

એક સેર સુરમાને લેઇને લીમડાના થડના અંદર મુકવું એક વરસ પછી તેજ લીમડાના થડમાંથી સુરમો કાઢી લેશો તો તે ઘણોજ સરસ સુરમો થશે. કદાચ બે વરસ રાખશો તો તેથી પણ કીમતી થશે જો ત્રણ વરસ સુધી રાખશો તો અતીશય કીમતી થશે અને જેથી આંખને ઘણોજ ફાયદો થશે. એક તોલાની ૧૦૦ રૂપીઆ કીમત આપે તોપણ થોડી છે.

## આધાશીશી માથાના દરદનો ઇલાજ.

મુરદારસીંગને ઓરતન દુધ સીને જે કાનમાં દરદ થાખન હોય તે કાનમાં નાંખવાથી માથાનો દરદ સારો થશે.

## ચુશની ખાંસીની દવા.

આમળાં સુકેલાં ૧ તોલો સુંટ ૧ તોલો પીપલ ૧ તોલો ત્રણે ચીજોને વાટીને કપડ છાણુ કરવી પછી તેનાં અંદર થોડું પાણી મેળવી બોરના બરાબર ગોલીઓ બનાવવી. રોજ સવારે તથા સાંજે એક ગોલી લેવી.

## નાસુરની દવા.

કાળા સાપની કેંચલીને બાળીને તેની રાખ નાસુરપર લગાવવી જેથી નાસુર થશે.

## બવાસીર ખુનીનો ઇલાજ.

કંદ સફેદ પાંચ તોલા અને મધ તોલા ૧૦ બેઉની ચાશનીને આગપર રાખીને કરવી પછી તેમાં નીલોફરની ભુકી મેળવવી એક તોલો સવારે તથા સાંજે ખાવું.

## બવાસીર બાદીનો ઇલાજ

જમીન કંદને સુકાવીને તેની ભુકી કરીને રાખવી હરરોજ ૩૫ તોલો ભુકી ખાવી જેથી બાદીની બવાસીર સારી છે.

# ઘરમાંથી ઉંદરડા દુર કરવાનો ઇલાજ

જે માણુસ ઉંટના જમણા હાથના નખ પોતાના ઘરમાં બાં તો ઉંદરડા ઘરમાંથી તરતજ નહાસી જાય.

## જખમનો ઇલાજ

ઉંટના વાળને બાળીને તેની રખ્યા જખમપર લગાવવાથી જખમ ઘણીજ જલદીથી સારો થાય છે.

## આંખના દરદનો ઇલાજ

જે માણુસ ઉંટના વાળોને બાળીને તાજા તેલમાં મેળવીને આંખમાં સારે તો આંખનો દરદ સારો થશે.

## સાંપના જેહરનો ઇલાજ

કદાચ કોઇને સાપ કરડે કે તરતજ ગાયનો ગોબર તે જગ્યાએ બાંધી દે તો ઝેર ઉતરી જાય.

## ઘડીઆલનો વારનીસ.

એક બાટલી સ્પીરીટ લેઇને એક મોતી બાટલીમાં નાંખવું. અને પછી તેમાં ત્રણ છટાંક રૂમી-મસ્તગી એક છટાંક સન્ડુર

બાટલીમાં નાખીને તેનું મ્હોઢું બંધ કરી દેવું. અને ત્રણ દહાડા સુધી ધુપમાં તે બાટલીને રાખવી. જેથી બધી ચીજો ગળી જશે આ વારનીસને જુની ઘડીઆળપર લગાવવાથી તદન નવી ઘડીઆળ માલુમ પડશે.

## કપુરનો તેલ.

કપુરના નાના કકડા કરીને મીઠાં તેલમાં નાંખવાં ચાર પાંચ દીવસ સુધી તેને રોજ હલાવવું જેથી તેલ તઈયાર થશે ઘુંટણ કોણીઓ વગરે જે જોડામાં દરદ હોય ત્યાં લગાવવાથી આરામ થાય છે.

## કાગળની સફરી કઢાઇ.

એક સેર દુધમાં પાસેર પાણી નાખવું અને તેમાં બે ઓંસ ચાહ નાંખીને આગપર પકાવવું જ્યારે ચાહની ભુકી ગળી જાય ત્યારે તેને કપડ છાણ કરી લેવું પછી તેમાં જોઇએ તેટલી ખાંડ નાંખીને એક વાસણમાં જમાવવી તે પછી ટીકડીઓ બનાવી રાખવી એક સીંગલમાં બે તોલાની એક ટીકડી નાંખવાથી તાજી ચાહ તઇયાર થશે.*

## ચાહની ટીકડીઓ.

એક ઓંસ હાથીદાંત લેઇને વાટવું પછી તેમાં એક તોલો

સીસો મોરથુથો નાખીને ત્રણ ઓંસ જુનો સીરકો લેઇને તેમાં બધી ચીજો પીસવી બુટપર બ્રશથી લગાડશો તો સાફ કાળાશ ચમકશે.

## બુટપર લગાડવાની શાહી.

જયારે મુસાફરીમાં કાગળની કઢાઇમાં કોઇ ચીજ તળવી હોય ત્યારે કાગળની એક કઢાઇ બનાવી તેમાં મીઠું તેલ નાંખવું અને તેના નીચે કોયલાની આંચ કરવી જયારે તેલ ઉકળે ત્યારે તેમાં જે ચીજ તલવી હોય તે તળી લેવી પરંતુ કોયલાની આંચ કઢાઇના પેંદામાજ કરવી.



# નોટ.

અમારે ત્યાં તમામ જાતનાં ગુજરાતી પુસ્તકો નાટકો નોવલો વાર્તાઓ તેમજ ગાયનની પરચુરણ તમામ જાતની ચોપડીઓ ઘણીજ કીફાયતથી મોકલવામાં આવે છે. તેમજ મુસલમાની કીસ્સાઓ નાટકો ગઝલો તેમ ઇસલામી ચોપડીઓ પણ ઘણીજ કીફાયતે મોકલવામાં આવે છે.





# હમીદી પ્રેસ.

આ પરેસમાં ઉરદુ, ગુજરાતી, અંગરેજી, મરાઠી તે; મજ છબીઓનું કામ ઘણુંજ સુંદર છપાય છે.

જે માણુસને જે કાંઈ છપાવવું હોય તે નીચેને સર નામે કાગળ પત્રથી વહેવાર કરી છપાવવું.

મેનેજર.

## લીથોગ્રાફીક હમીદી પ્રેસ.

અમદાવાદ.



# નીચે લીખે હુવે દામે ભાષણ સાથકે તઇયાર હય.

| નામ | કિંમત |
|---|---|
| ખુબસુરત બલા | ૦-૮-૦ |
| જહરી સાંપ | ૦-૮-૦ |
| સયદે હવસ | ૦-૮-૦ |
| અસીરે હીર્સ | ૦-૮-૦ |
| નેકનીયત યાને ચંદ્રાવલી | ૦-૮-૦ |
| ખુનેનાહક | ૦-૮-૦ |
| ગુલશને અફ્ફત | ૦-૮-૦ |
| સુફેદ ખુન | ૦-૮-૦ |
| ગુલરૂ ઝરીના યાને ઉલ્ફતકા નગીના | ૦-૮-૦ |
| કત્લે નજીર | ૦-૮-૦ |
| ખુશરૂ હસીના | ૦-૮-૦ |
| અજમે ફાની | ૦-૮-૦ |
| કસોટી (ઉર્દૂ) દોરંગી દુન્યા | ૦-૮-૦ |
| કાલી નાગણ | ૦-૮-૦ |
| મીઠા જહર | ૦-૮-૦ |
| સુન્હેરી ખંજર | ૦-૮-૦ |
| સુન્હેરી ફરેબ | ૦-૮-૦ |
| દીલ ફરોસ | ૦-૮-૦ |

એક અતી ભેદભરેલી ઇસ્લામી ડીટેકટીવ વારતા.

# અણધારી આફત.

જાણીતા ઈસલામી લેખક મી. નીઝામુદ્દીન કુરેશીએ આ વાર્તા સને ૧૯૦૩ લખી હતી, જે તેમના માલેકી પણાં નીચે મુંબઇથી પ્રગટ થતા અલ હિલાલ નામના ગુજરાતી માસીકમાં છપાઇ હતી. પણ તે માસીક બંદ થઇ જવાના સબબે ગુજરાતના પ્રખ્યાત ઈસલામી અઠવાડીક પત્ર "પોલીટીકલ ભોમીઓ" માં દર અઠવાડીએ પ્રગટ કરવામાં આવી હતી, જેને મજકુર પત્રના હઝારો વાંચકોમાં એકે અવાજે વખણાએલી છે.

આ વાર્તાનુ વણું એવી સરસ અને ભેદી રીતે લખવામાં આવેલું છે કે વાંચવી શરૂ કરતાં પુરી કર્યા વીના ચેન પડતું નથી ગુજરાતના ઈસલામી કુટુંબોનું બદમાશોના હાથમાં સપડાઇ પડવું અને એક ઇસલામી ગ્રેજ્યુએટનું ખુનના આરોપમાં પકડાવું પણ પ્રખ્યાત ડીટેકટીવ બહાદુર ખાનની કુનેહ ભરી ચાલાકીથી અંતે સાચાની ફતેહ થાય છે ઇસલામી કુટુબને લગતી ડીટેકટીવ વાર્તાઓમાં આ વાર્તા ખાસ વાંચવા લાયક છેકીમત આઠ આના પોસ્ટેજ જુદું.

નિઝામીયા બુક ડીપો.

પાંચપટી અમદાવાદ.

## જાહેર ખબર.

---

જે માણસ અડધા આનાની પોસ્ટેજ સ્ટામ્પસની ટીકીટ એક કવરમાં બંધ કરીને મોકલશે તો તેને એસ. કે. પોસ્ટવાળાની કંપનીની જાહેર ખબર મોકલવામાં આવશે, જેથી તમો ઘણુંજ ફાયદો મેળવી શકશો.

એસ. કે. પોસ્ટવાલા

જનરલ મરચન્ટ.

ટોપી વાલાની પોળ.

અમદાવાદ

## જાહેર ખબર.

---

જે માણસ સવાપાંચ આનાની પોસ્ટેજ સ્ટાંપની ટીકીટો એક કવરમાં બંધ કરીને મોકલશે. તો તેને એક મંતર કે જેને ( તાવીજ ) કહે છે, તે ટીકટો મોકલનારને મોકલવામાં આવશે આ મતરની એટલે તાવીજથી હરેક પ્રકારના રોગો જેવા કે— પલેગ, તાવ, કોલેરા, બવાસીર, વીગેરે તમામ જાતના રોગને તરતજ મટાડે છે, તેમ, ભુત, પલીત, નજર વીગેરે હરકતોને પણ આરામ આપે છે.

આશીક હુસેન દફતરે

તોહફએ એમદાબાદ

અમદાવાદ.